# સંગીત-કલા

લેખક
અમૃતલાલ શંભુપ્રસાદ દવે

સને ૧૯૪૩ ] કિંમત રૂા. ૨-૮-૦ [ સંવત ૨૦૦૦

# સંગીત-કલા



લેખક
અમૃતલાલ શંભુપ્રસાદ દવે

જેમના પ્રોત્સાહન અને ઉત્તેજન સિવાય
આ પુસ્તક પ્રગટ થવું અસંભવિત હતું

તે

મારા સર્વ સ્નેહીઓને



અર્પણ

# — અભિપ્રાય : —

માસ્તર અમૃતલાલ શંભુપ્રસાદ દવેએ સંગીતકલા નામે પુસ્તકની હસ્તલીખીત પ્રત મને બતાવી એ બધા રાગો હું તપાસી ગયો. મને એ ગાયનો અને રાગો ખૂબ પસંદ આવવા સાથે વિદ્યાર્થીવર્ગને ઘણાજ અનુકૂળ પડે તેમ જણાય છે. તેમ રાગમાં જરૂરી હકીકત પણ આવી જાય છે. કે જેથી શીખનાર વીદ્યાર્થીને સુલભ થાય તેવી આ પુસ્તકમાં વ્યવસ્થા છે. તેથી સર્વ ભાઇઓને વિજ્ઞપ્તિ કરૂં છું કે આ પુસ્તક ગ્રહણ કરી તેનો પુરો લાભ ઉઠાવે. એજ વિનતી.

તા. ૧–૯–૪૩ દા. ભગવાનદાસ નારણદાસ કોટડાવાળા
પ્રમુખ, શ્રી. સ્વસ્તીક સંગીત કલબ, ધંધુકા



અમારી શાળાના સંગીત શિક્ષક મી. અમૃતલાલ શંભુપ્રસાદ દવેનું 'સંગીત કલા' નામનું હસ્ત લિખિત પુસ્તક મેં પૂરેપૂરૂં વાંચ્યું છે તેની અંદરના ગાયનો ઉત્તમ બોધદાયક છે અને કેટલાંક, વિદ્યાર્થીઓને પ્રેરણા મળે તેવાં છે.

મારી શાળામાં કામ કરનાર સંગીત શિક્ષકનો આવો સુંદર પ્રયાસ જોઇને મને અત્યંત આનંદ થાય, એ સ્વાભાવિક છે. હું અંતઃકરણથી ઈચ્છું છું કે આ પુસ્તકનો ગૂજરાતની સંગીતપ્રિય જનતા પૂરેપૂરો લાભ લેશે જ. અને એ રીતે સંગીતનો વધારે પ્રચાર કરવા આવા ઉગતા લેખકને ઉત્તેજન આપશે.

શિક્ષક ભાઇઓ તથા બ્હેનોને મારી આગ્રહ પૂર્વક વિનંતિ છે કે તેમણે પોતાની શાળામાં આ પુસ્તકની એક નકલ અવશ્ય રાખવી.

તા. ૫–૯–૪૩
અંબાપરા
ધંધુકા

હઠીસિંહ વિ. ચુડાસમા
તાલુકા માસ્તર ધંધુકા

# નિવેદન

આજ દિન સુધીમાં ઘણા વિદ્વાનોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર સંગીત શાસ્ત્રની મર્યાદામાં રહીને જૂદી જૂદી પદ્ધતિથી સંગીતનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. દરેક વિદ્વાને સંગીતને સહેલી રીતે લેખનમાં મૂકવા પ્રયાસ કર્યો હોય છે

મારે પ્રથમથીજ જણાવવું જોઇએ કે, હું, કવિ કે, મહાન ગવૈયો નથી. પણ બાલ્યાવસ્થાથીજ સંગીતનો ખૂબ શોખ હોવાથી, જૂદે જૂદે સ્થળે સંગીત વિષે જે કંઇ જાણવા મળતું, તે શીખી લેવાની ટેવને લીધે, સંગીત રૂપી મહાસાગરમાંથી બિન્દુ રૂપે આ પુસ્તક પ્રગટ કરી શક્યો છું.

મારા પિતાશ્રી ખરડ (તા. ધંધુકા) જેવા નાના ગામડામાં રહેતા હતા. છતાં, મોટા ખર્ચે હારમોનિયમ બજાવતાં શીખ્યા હતા. એમનું સંગીત આજુબાજુના ગામોમાં ખૂબ વખણાતું હતું. ઘરમાંજ સંગીત સાંભળવા મળતું હોવાથી, સ્વાભાવિક રીતે મને એ તરફ શોખ વધ્યો. મારા પિતાશ્રી 'હીઝ માસ્ટર્સ વ્હોઇસ'નું ગ્રામોફોન પણ રાખતા હતા. રેકર્ડોનાં ગાયનોની નકલ હું જલ્દી કરી શકતો હતો. આથી મારા પિતાશ્રીએ મને હારમોનિયમ શીખવવા માંડયું. અમુક ગાયનો શીખ્યા પછી, હું મારી જાતે હારમોનિયમ પર ગાયનો બેસાડી શકતો હતો. આ રીતે મારા સંગીતની પ્રાથમિક શરૂઆત મારા પૂજ્ય પિતાશ્રી પાસે થઇ.

પછી અવારનવાર શહેરોમાં જવાનું થયું. ત્યાં જૂદા જૂદા ગાયકોનો મેળાપ થતો ગયો, તેમ તેમ સંગીતનું જ્ઞાન વધતું ગયું.

માતાપિતાની સહાનુભૂતિ વિના કોઇ સંતાન પોતાના અભ્યાસમાં ભાગ્યેજ આગળ વધી શકે છે. મારા પિતાશ્રી પોતે જ સંગીતના શોખીન હતા, એ સાથે મારાં માતુશ્રી પણ ઉમદા સ્વભાવના હતાં અમે બે ચાર દિવસ હારમોનિયમ ન બજાવીએ, તો, તે પૂછ્યા વિના રહેજ નહિ, કે, તમારૂં વાજું કેમ વાગતું નથી ?

આજે સંગીતની પ્રસાદી રૂપે જે કંઇ મારામાં જ્ઞાન છે, તે, મારા **સ્વર્ગસ્થ પૂજ્ય માતા પિતાની કૃપા અને સહાનુભૂતિનું જ પરિણામ છે.**

સંગીત શીખવવાના મારા લાંબા અનુભવ પછી જણાયું કે, શીખનારને ટૂંકા ટૂંકા ગાયનો નિરસ લાગે છે. અને અર્ધી અર્ધી માત્રાવાળાં નોટેશન હારમોનિયમ પર બેસાડતાં અઘરાં પડે છે. એક માત્રા જેટલો સમય એક સ્વર ઉપર લેવાની ખબર પ્રથમ શીખનારને પડતી નથી. તો પછી અર્ધી માત્રાની ખબર તો પડેજ શાની ?

આ મુશ્કેલીઓ દૂર કરવા હું વિચારો કરતો હતો. એ દરમિયાન મારા પરમ સ્નેહી અને સંગીત વિદ્યા પ્રેમી જે :— ‘ મહાત્મા ’ નામથી ઓળખાય છે, તે, **શ્રીમાન દ્વારકાદાસ અમૃતલાલ પટેલ**-બાવળાવાળાએ તેમનાં પુત્ર પુત્રીને સંગીત શીખવવાનું મને કહ્યું. તેઓ પોતે હારમોનિયમ, તબલાં, દીલરૂબા, વાયોલીન, સીતાર વગેરે વાદ્યો બજાવી જાણે છે. જો ધારે તો પોતે જ તેમના સંતાનોને સંગીત શીખવી શકે. પણ તેમને જીનીંગ ફેકટરી અને રૂના વેપારની પ્રવૃત્તિ હોવાથી, એ કાર્ય મને સોંપ્યું. જે ગાયનો હું શીખવતો, તેના શબ્દો મહાત્માને પસંદ પડતા નહિ હોવાથી, નવાં ગાયનો

બનાવવા માટે તેમણે મને બે ત્રણ વખત સૂચન કર્યું. આથી મારા વિચારોને બળ મળ્યું. મેં નવાં ગાયનો બનાવવાની શરૂઆત કરી. અને **સેવા, સમભાવ, દયા, સંપ, ક્રોધનું અનિષ્ટ પરિણામ, સ્વાર્થ, દ્વેષ** વગેરે જુદી જુદી બાબતો પર ગાયનો બનાવ્યાં. દરેક ગાયનનાં નોટેશન પણ બનાવ્યાં.

ગાયનો અને નોટેશન બનાવવાનું મારૂં કાર્ય પુરૂં થયું ત્યારે, વિશ્વયુદ્ધને લીધે કાગળના ભાવ મોંઘવારીની છેલ્લી હદે પહોંચી ગયા હતા. આથી મેં પુસ્તક પ્રકાશનનો વિચાર માંડી વાળ્યો. પણ **શ્રી. દ્વારકાદાસભાઈએ** પુસ્તક છપાવવાનો આગ્રહ બતાવ્યો. તેમની ઇચ્છાથી અને દરેકે દરેક જાતના સહકારથી આ પુસ્તક લખાયું તેમજ છપાયું છે, તેમાં કંઇ જ અતિશયોક્તિ નથી. તે બદલ હું, **શ્રીમાન્ દ્વારકાદાસભાઇ** (મહાત્મા)નો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

બીજા મારા પરમ મિત્ર, અને ધંધુકા શ્રી સ્વસ્તીક સંગીત કલબના સેક્રેટરી, **શ્રીમાન્ બલદેવપ્રસાદ સોમનાથ દવે** એ પણ આ કાર્યમાં મને પ્રથમથી સારો સહકાર આપ્યો છે. તેમણે પણ આ પુસ્તક પ્રગટ કરવા આગ્રહ બતાવ્યો હતો. અને તે માટે જોઇએ તેટલી નાણાંની પ્રાથમિક સહાય આપવા વચન આપ્યું હતું. એ પ્રમાણે તેમણે મને સહકાર આપ્યો છે. તે બદલ તેઓશ્રીનો હૃદયપૂર્વક આભાર માનું છું.

સાળંગપુર (હનુમાનજી) ના કોઠારી **શ્રી વીરસંગ ભગત** અને ધંધુકા સ્વસ્તીક ઋગ્ણાલયના ડોકટર **સાહેબ શ્રી જીવણલાલ છોટાલાલ શાહ** તરફથી પણ આ કાર્યમાં સારો સહકાર મળ્યો છે. જેથી તેઓશ્રીનો હું આભાર માનું છું.

બીજા જે જે શ્રીમાનોએ આ કાર્યમાં સહકાર આપ્યો છે, ( જેમનાં નામ આ પુસ્તકમાં આપ્યાં છે ) તે સૌનો હું આભારી છું.

**શ્રીમાન પ્રોફેસર શ્રી નારાયણરાવ વ્યાસને** સંગીતની કેટલીક હકીકત માટે પત્ર-દ્વારા મુંબઇ પૂછાવ્યું હતું. તેઓશ્રીએ વળતીજ પોસ્ટમાં જવાબ લખી મોકલીને મારા કાર્યમાં સહાય કરી છે. જેથી તેઓશ્રીનો પણ ઉપકાર માનું છું.

મારી બુદ્ધિ અનુસાર આ પુસ્તકમાં વિદ્યાર્થીઓ માટે પ્રાર્થનાઓ અને બીજાં ગીતો, અને છેલ્લે થોડા રાસ આપ્યા છે. કુલ એકત્રીસ જૂદા જૂદા રાગો છે, અને ( દસ રાસ મળીને ) કુલ સાઇઠ ગાયનો છે. ગામડાના અશિક્ષિત લોકો ગાયનનો ભાવાર્થ સમજી શકે, એ દૃષ્ટિબિંદુ રાખીને ગાયનોની ભાષા રાખી છે.

આ પુસ્તકને વખાણવું કે, વખોડવું એ સમાજનું કાર્ય છે. સંગીતનો પ્રચાર થાય, અને ગાયનોમાંથી કંઇક બોધ મળે, એ રીતે મેં પ્રયાસ કર્યો છે.

મહા ગૂજરાતની જનતા આ પુસ્તકને અપનાવશે, તો, મારો નમ્ર પ્રયત્ન સફળ માનીશ. અસ્તુ ! !

**અમૃતલાલ શંભુપ્રસાદ દવે**

## નીચેના મહાશયોએ કરેલ આર્થિક સહાય બદલ હું તેમનો આભારી છું

| | | |
|---|---|---|
| ઠાકોર સાહેબ | શ્રી જયવંતસિંહજી સુરસિંહજી | ઉતેલીયા |
| ,, ,, | શ્રી નટવરસિંહજી જસવતસિંહજી | મોટીબોરૂ |
| સરદાર સાહેબ | શ્રી પથુભા મનુભા | રોજકા |
| | શ્રી ભગવાનદાસ નારણદાસ | ધંધુકા |
| ડૉ, સા. | શ્રી રણછોડરાય ટી. ભટ્ટ | ધોલેરા |
| | શ્રી અંબાલાલભાઇ જોરૂભા વાઘેલા | લોલીયા |
| | શ્રી જૂઠાભાઇ ધનજીભાઇ | ધોલેરા |
| | શ્રી ભગવતસિંહજી નારસિંહજી | આકરૂ |
| | શ્રી રવિશંકર વાસુદેવ દિક્ષિત | ધંધુકા |
| | શ્રી નર્મદાશંકર મણિલાલ રાવળ | ધંધુકા |
| | શ્રી બલવંતરાય હરગોવિંદદાસ દિક્ષિત | ધંધુકા |
| | શ્રી પ્રમોદરાય છોટાલાલ જોષી | ધોલેરા |
| | શ્રી જીલુભા હઠીભાઇ | ખરડ |
| | શ્રી જીવરાજ ભગવાનદાસ પટેલ | બરવાળા |
| | શ્રી ભાવુભા જામસિંહજી | ખરડ |
| | શ્રી જેઠુભા પ્રભાતસિંહજી | ધોલેરા |
| | શ્રી મખુભા રાહુભા | ધોલેરા |
| | શ્રી જસવંતસિંહ જેસંગજી | જસકા |
| | શ્રી કરણસંગ શીવસંગજી | ,, |
| | શ્રી પ્રભાતસિંહજી ખુમાનસંગ | ,, |
| | શ્રી બળવતસિંહ કસળસિંહ | ,, |
| | શ્રી રણજીતસિંહ પ્રતાપસંગ | ,, |
| | શ્રી મીસ્ત્રી રામજી અજા | ખરડ |
| | શ્રી પ્રતાપસંગ ભાવસંગ વણાર | ખસ્તા |
| મુખી | શ્રી દેવીસંગ દલાજીભાઇ | મોટીબોરૂ |
| કારભારી | શ્રી શિવલાલ માવજીભાઇ | ,, |
| વહીવટ૦ | શ્રી ચુનીલાલ લક્ષ્મણભાઇ | ,, |

# અનુક્રમણિકા

## પા. ૪ થી ૧૭ સંગીતની પ્રાથમિક સમજ



## રાસ વિભાગ





# સંગીત–પ્રભાવ

નાદને રાગ, તાલમાં ગોઠવીને ભાવપૂર્વક ગાવું, તેનું નામ સંગીત. સંગીતવિદ્યાના મુખ્ય ત્રણ અંગો છે. (૧) ગાવું (૨) વગાડવું (૩) નાચવું. આ ત્રણેમાં ગાયન કળા મુખ્ય છે.

ગાયન કળાના ત્રણ વિભાગ પડે છે. (૧) ભાવપૂર્વક ગાવું (૨) જે રાગ ગાવાનો હોય, તે રાગના સ્વરના નિયમો પ્રમાણે ગાવું. (૩) જે તાલમાં ગાવાનું હોય, એ તાલના નિયમો પ્રમાણે ગાવું. આ ત્રણે નિયમો પ્રમાણે ગાવાથી મનુષ્ય શ્રેષ્ઠ સંગીત ઉત્પન્ન કરી શકે છે.

સંગીત કલા એ સર્વ કલામાં શ્રેષ્ઠ કલા છે, તેનાથી વિદ્વાન મૂર્ખ અને જંગલી પ્રાણીઓ પણ ખૂશ થાય છે. વાદીની મુરલી વાગતાંજ, શેષનાગ પણ પોતાનો ઝેરી સ્વભાવ ભૂલી જઇને ડોલવા લાગે છે.

પહેલાના વખતમાં, તાનસેન જેવા મહાન ગવૈયાની વીણાનો નાદ સાંભળીને હરણાંઓના વૃંદો સાંભળવા બેસી જતાં. એ હરણાંઓને દેહભાન પણ રહેતું નહોતું.

અત્યારે કળિયુગના પ્રભાવથી, અથવા તો સાચા સંગીતની ખામીને લીધે હરણાંઓ આકર્ષાતાં નથી, અને મલ્હાર રાગ ગાવાથી વરસાદ આવતો નથી, પણ એટલું તો ચોક્કસ કે, શ્રોતાના અંતઃકરણ સુધી સંગીત જરૂર પહોંચી જાય છે. ભાષણ દ્વારા માનવ સમૂહને જે હકીકત કહેવાની હોય તે જ હકીકત જો કાવ્ય દ્વારા સારા રાગથી સંભળાવવામાં આવે તો સાંભળનારાના મન ઉપર સચોટ અસર થાય છે.

સંગીત એ લલીત કળા છે. અત્યારે પણ આપણે નજરે જોઇ શકીએ છીએ કે, માતાના મધુર હાલરડાંથી (ગીતથી) બાળક રોતું બંધ થઇને ઘસઘસાટ ઉંઘી જાય છે.

સંગીત એ પરમકૃપાળુ પરમાત્માએ આપેલી અમૂલ્ય બક્ષીસ છે. માણુસ ગમે તેવી ચીંતામાં હોય પણ જ્યાં સંગીત શરૂ થયું કે, ઘડીભર તે પોતાનું દુઃખ વિસરી જઇને સંગીતરૂપી આનંદસાગરમાંથી આનંદામૃતનું પાન કરે છે.

રોગ મટાડવાની શક્તિ પણ સંગીતમાં છે. હિસ્ટીરીઆ, મગજની અસ્થિરતા વગેરે માનસિક રોગવાળા માટે તો સંગીત અકસીર ઔષધ છે,

માણુસની વિચારમાળામાં જમ્બર પલ્ટો સંગીત લાવી શકે છે. પાપી મનુષ્ય પણ એકાદ બોધદાયક ગાયન સાંભળીને ઘડીભર પોતાના સ્વભાવ ઉપર વિચાર કરવા માંડે છે. નાટક—સિનેમા જોવા જનારને આવા ઘણા અનુભવ થતા હશે.

મજૂરો જયારે ચુનો ટીપતા હોય છે, સ્ત્રીઓ અનાજ દળતી હોય છે, ત્યારે સાથે ગીતો બોલે છે. આથી તેમનું મન સંગીતમાં આનંદ મેળવતું હોવાથી, કેટલો પરિશ્રમ પડયો તેની તેમને ખબરે રહેતી નથી !

આ રીતે ઘણા મજૂરો પોતાને આવડતા સંગીત પ્રમાણે ગીતો બોલતાં જાય છે. અને પોતાનું મહેનતનું કામ કરતાં જાય છે. આથી તેમનો સમય પણ જલ્દી પસાર થઇ જાય છે.

સંગીત દ્વારા પરમાત્માનો જાપ કરીને, તેનો સાક્ષાત્કાર કર્યાના, મીરાં અને નરસિંહ મહેતાનાં દ્રષ્ટાંતો મોજુદ છે.

રણુવાદ્યો વાગતાં જ શૂરવીરો પોતાના શરીર પરના જખ્મોનું દુઃખ વિસરી જઇને, રણુમાં ઝૂમે છે.

આ રીતે જોતાં, રાજા, મહારાજા, મધ્યમ વર્ગ, અને મજૂર વર્ગ, એ દરેકને જીવનમાં સંગીત ઉપયોગી છે. ભક્તજનોને પણ ઇશ્વરસ્મરણ કરવામાં સંગીત ઉપયોગી છે.

કેટલાક માણસો સંગીત જેવી દિવ્યકલાને માટે હલકા શબ્દો બોલે છે, પણ એ બોલનારા તદ્દન કઠોર સ્વભાવના, સ્વાર્થી, અને પૈસાનો સંગ્રહ કરનાગ શુષ્ક હોય છે. લક્ષ્મીનો સંગ્રહ સિવાય તેઓનો જીવન હેતુ કોઈ હોતો જ નથી. એવા માણસો સંગીત જેવી દૈવી કલાને માટે ગમે તેમ બોલે તો તેમાં નવાઇ પામવા જેવું નથી.

સંગીતના શોખીનોએ પણ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, પોતાના ઉદરનિર્વાહનું સાધન કર્યા પછી જ પોતાના બાકીના વખતમાં સંગીતનો આનંદ લેવો. આખો દિવસ એનો એ જ ધંધો કર્યા કરવાથી ધંધો ચૂકાય છે, અને આજુબાજુના પાડોશીને કંટાળો આવે છે. જેથી સંગીતનો અતિરેક ન થાય, તેનો ખ્યાલ રાખવો. આવો ખ્યાલ રાખવાથી સંગીત માટે હલકો અભિપ્રાય ધરાવનારાઓ પોતાના વિચારો ફેરવશે, અને સંગીત તરફ માન ધરાવતા થશે. આપણા ગૂજરાત કાઠિયાવાડમાં સંગીતનો પ્રચાર ઘણો ઓછો છે. શ્રીમંતો આ બાબતમાં ઘણું કરી શકે તેમ છે. થોડા થોડા નાણાં કાઢીને અમુક અમુક સ્થળે સંગીતની શાળાઓ સ્થાપે, તો જરૂર આપણી પ્રજા સંગીતમાં રસ લેતી થાય.

આજે ગ્રામોફોન રેકર્ડ, અને રેડિયો થતાં સંગીતને પાછું નવું જીવન મળ્યું છે. જ્યારથી ગવૈયાઓએ રેકર્ડમાં રાગો આપવા માંડ્યા અને રેડિયો ઉપર ગાવાનું શરૂ કર્યું, ત્યારથી દેશમાં સાચા સંગીતનો પ્રચાર થવા લાગ્યો છે. ગામડે ગામડે, અત્યારે કોઇને કોઇ ગાનાર મળી આવશે. નૃત્ય કળા તો ક્યાંય નજરે પડતી જ નથી. અસ્તુ!



## -સ્વરો વિષે સમજ-

### મૂળ સ્વરોનાં નામ

ડાબી બાજુ પર મૂળ સ્વરોનાં નામ આપ્યાં છે. એ પ્રમાણે સાત મૂળ સ્વરો છે. દરેક સ્વરનાં નામને પહેલો અક્ષર લઇને ટુંકું સંજ્ઞાવાચક નામ રાખેલું છે. જેમકે :-

૧ ષડજ
૨ રીષભ
૩ ગાંધાર
૪ મધ્યમ
૫ પંચમ
૬ ધૈવત
૭ નીષાદ

૧ ષડજનો -સા
૨ રીષભનો -રે
૩ ગાંધારનો -ગ
૪ મધ્યમનો -મ
૫ પંચમનો -પ
૬ ધૈવતનો -ધ
૭ નીષાદનો -ની

આ રીતે અનુક્રમે-સા, રે, ગ, મ, પ, ધ, ની.
એમ સાતે સ્વરો બોલાય છે.

આરોહ :-સા, રે, ગ, મ, પ, ધ, ની આવી રીતે સા, થી ની, સુધી આગળના સ્વરો લેતા જઇએ તેને આરોહ કહે છે

અવરોહ :-ની, ધ, પ, મ, ગ, રે, સા, આવી રીતે ની, થી સા તરફ પાછા ઘેરા સ્વરોતરફ વળીએ તેને અવરોહ કહે છે

## -હારમોનિયમના સપ્તક વિષે સમજ-

હારમોનિયમાં નીચેની અને ઉપરની બધી ચાવીઓ અનુક્રમે ગણીએ, તો, પ્રથમના બાર સ્વરો, એ હારમોનિયમનું પહેલું સપ્તક ગણાય છે. આ પહેલા સપ્તકને ખરજ સપ્તક કહે છે.

તેરમી ચાવીથી બીજું સપ્તક શરૂ થાય છે, અને ચોવીસમી ચાવીએ (બીજું સપ્તક) પુરૂં થાય છે. બીજા સપ્તકને મધ્ય સપ્તક કહે છે

પચીસમી ચાવીથી છત્રીસમી ચાવી સુધી ત્રીજું સપ્તક ગણાય છે. હાલના હારમોનિયમમાં ત્રણ સપ્તકમાં છત્રીસને બદલે સગવડની ખાતર એક ચાવી વધારે આપે છે, એટલે કુલ સાડત્રીસ ચાવીઓ આપે છે. આ ત્રીજા સપ્તકને તાર સપ્તક કહે છે.

સવાત્રણ સપ્તકના હારમોનિયમમાં ઓગણચાલીસ ચાવીઓ હોય છે.

ઉપર મુજબના હિસાબે સાડાત્રણ, પોણાચાર સપ્તકના હારમોનિયમનો ઉપયોગ ગવૈયાઓ કરે છે.

## —શુદ્ધ અને વિકૃત સ્વરોની સમજ

| | |
|---|---|
| સા—શુદ્ધ છે | સા—એકજ છે |
| રે—વિકૃત છે | રે—બે છે |
| ગ—વિકૃત છે | ગ—બે છે |
| મ—વિકૃત છે | મ—બે છે |
| પ—શુદ્ધ છે | પ—એકજ છે |
| ધ—વિકૃત છે | ધ—બે છે |
| ની—વિકૃત છે | ની—બે છે |

ઉપરની હકીકત પ્રમાણે જોતાં એક સપ્તકમાં નીચે પ્રમાણે સ્વરો આવે છે.

સા, રે, રે, ગ, ગ, મ, મ, પ, ધ, ધ, ની, ની.

## એક સપ્તકમાં આવતા
## —શુદ્ધ, કોમળ, અને તીવ્ર સ્વરોની સમજ—

| સા | રે | રે | ગ | ગ | મ | મ | પ | ધ | ધ | ની | ની |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદ્ધ | કોમળ | તીવ્ર | કોમળ | તીવ્ર | કોમળ | તીવ્ર | શુદ્ધ | કોમળ | તીવ્ર | કોમળ | તીવ્ર |

ઉપર લખ્યા મુજબ અનુક્રમે સ્વરો કોમળ તીવ્ર થાય છે. જે જે

સ્વરો વિકૃત છે, અથવા બે છે, તેમાંનો પહેલો સ્વર કોમળ અને બીજો તીવ્ર સ્વર કહેવાય છે.

## —હારમોનિયમમાં સારેગમ વગાડવા વિષે સમજ—

**સૂચના:—** હારમોનિયમમાં એક સપ્તકના સા થી બીજા સપ્તકના સા સુધી જવાનું હોય છે. બીજા સપ્તકના સા ઉપર • આવું ટપકું કર્યું છે. એટલે બીજા સપ્તકનો સા (સાં) આવી રીતે વંચાશે.

## —શુદ્ધ સારેગમ—

| સા | રે | ગ | મ | પ | ધ | ની | સાં |
|---|---|---|---|---|---|---|---|
| \| | \| | \| | \| | \| | \| | \| | \| |
| શુદ્ધ | તીવ્ર | તીવ્ર | કોમળ | શુદ્ધ | તીવ્ર | તીવ્ર | બીજા સપ્તકનો સા |

ઉપર પ્રમાણે શુદ્ધ સારેગમમાં સા અને પ શુદ્ધ સ્વરો આવે છે અને બાકીના પૈકી—રે, ગ, ધ, ની એ ચાર સ્વરો તીવ્ર આવે છે અને ફક્ત એકલો 'મ' કોમળ આવે છે.

આ રીતે શુદ્ધ સારેગમની ગણત્રી નીચે મુજબ થાય છે. જે સ્વરથી આપણે શુદ્ધ સારેગમ વગાડવી હોય ત્યાંથી એક ગણીને સ્વરોની ગણત્રી કરવી.

| ૧ | ૩ | ૫ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|
| સા | રે | ગ | મ | પ | ધ | ની | સાં |

| આરોહ | અવરોહ |
|---|---|
| સા રે ગ મ પ ધ ની સાં | સાં ની ધ પ મ ગ રે સા |

**સૂચના:—** હારમોનિયમ શિખનારે સારેગમ વગાડીને સાથે અવાજ મેળવવો.

નીચેની સારેગમો તૈયાર કરવાથી હારમોનિયમ વગાડવા માટે આંગળીઓ સારી રીતે ફરી શકશે. હારમોનિયમ શિખનારે અધીરા નહિ થતા, આ નીચેની સારેગમો (બધી) તૈયાર કરવી.

૧

આરોહ:– સારેગ, રેગમ, ગમપ, મપધ, પધની, ધનીસાં
અવરોહ:– સાંનીધ, નીધપ, ધપમ, પમગ, મગરે, ગરેસા

૨

આરોહ:– સારિગમ, રેગમપ, ગમપધ, મપધની, પધનીસાં
અવરોહ:– સાંનીધપ, નીધપમ, ધપમગ, પમગરે, મગરેસા

૩

આરોહ:– સારેગમપ, રેગમપધ, ગમપધની, મપધનીસાં
અવરોહ:– સાંનીધપમ, નીધપમગ, ધપમગરે, પમગરેસા

૪

આરોહ:– સારેસારેગ, રેગરેગમ, ગમગમપ, મપમપધ,
પધપધની, ધનીધનીસાં.
અવરોહ:– સાંનીસાંનીધ, નીધનીધપ, ધપધપમ, પમપમગ
મગમગરે, ગરેગરેસા

૫

આરોહ:– સાસા, રેરે, ગગ, મમ, પપ, ધધ, નીની, સાંસાં
અવરોહ:– સાંસાં નીની, ધધ, પપ, મમ, ગગ, રેરે, સાસા

૬

આરોહ:– સાસાસા, રેરેરે, ગગગ, મમમ, પપપ, ધધધ,
નીનીની, સાંસાંસાં
અવરોહ:– સાંસાંસાં, નીનીની, ધધધ, પપપ, મમમ, ગગગ,
રેરેરે, સાસાસા

૭

આરોહ:—સાસાસાસા,, રેરેરેરે, ગગગગ, મમમમ, પપપપ, ધધધધ
નીનીનીની, સાંસાંસાંસાં

અવરોહ:—સાંસાંસાંસાં નીનીનીની, ધધધધ, પપપપ, મમમમ ગગગગ,
રેરેરેરે, સાસાસાસા,

૮

આરોહ:—સા—રેરે, રે—ગગ, ગ—મમ, મ—પપ, પ—ધધ, ધ—નીની,
ની—સાંસાં

અવરોહ:-ની—સાંસા, ધ—નીની, પ—ધધ, મ—પપ, ગ—મમ રે-ગગ,
સા—રેરે, સા...

૯

આરોહ:-સારેરે, રેગગ, ગમમ, મપપ, પધધ, ધનીની, નીસાંસાં

અવરોહ:—નીસાંસાં, ધનીની, પધધ, મપપ, ગમમ, રેગગ, સારેરે, સા - -

૧૦

આરોહ } રેસા, ગરે, મગ, પમ, ધપ, નીધ, સાં—
અવરોહ } નીસાં ધની, પધ, મપ, ગમ, રેગ, સા—

૧૧

આરોહ:—સારે, રેગ, ગમ, મપ, પધ, ધની નીસાં

અવરોહ:—સાંની નીધ, ધપ, પમ, મગ, ગરે, રેસા

૧૨

આરોહ:—સાગ, રેમ, ગપ, મધ, પની, ધસાં

અવરોહ:—સાંધ, નીપ, ધમ, પગ, મરે, ગસા

૧૩

આરોહ:—સામ, રેપ, ગધ, મની, પસાં

અવરોહ:—સાંપ, નીમ, ધગ, પરે, મસા

૧૪

આરોહ:—સાપ, રેધ, ગની, મસાં
અવરોહ: સાંમ, નીગ, ધરે, પસા.

૧૫

આરોહ:—સાગરે, રેમગ, ગપમ, મધપ, પનીધ, સાંનીધ
અવરોહ:—નીપધ, ધમપ, પગમ, મરેગ, ગસારે, રેસાસા

૧૬

સા
સા રે સા
સા રે ગ રે સા
સા રે ગ મ ગ રે સા
સા રે ગ મ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની સાં ની ધ પ મ ગ રે સા

૧૭

સાં
સાં ની સાં
સાં ની ધ ની સાં
સાં ની ધ પ ધ ની સાં
સાં ની ધ પ મ પ ધ ની સાં
સાં ની ધ પ મ ગ મ પ ધ ની સાં
સાં ની ધ પ મ ગ રે ગ મ પ ધ ની સાં
સાં ની ધ પ મ ગ રે સા રે ગ મ પ ધ ની સાં

## દરેક સ્વર અવાજમાં કેટલા ઉંચા છે તેની સમજ

| | |
|---|---|
| સા થી રે ૧ ૧/૮ ઉંચો છે | સા થી ધ ૧ ૨/૩ ઉંચો છે |
| સા થી ગ ૧ ૧/૪ ,, | સા થી ની ૧ ૭/૮ ,, |
| સા થી મ ૧ ૧/૩ ,, | સા થી સાં ૨ ,, |
| સા થી પ ૧ ૧/૨ ,, | |

## લયની સમજ

કોઈ પણ ગાયનની પહેલી લીટીમાં (ગાવામાં) જેટલો સમય આપણે લીધો હોય, તેટલોજ સમય એ ગાયનની દરેક લીટીઓમાં લેવાનો હોય છે. જેમકે :—

ગાયનની એક લીટી ૮ સેકંડમાં પુરી કરી હોય તો એ ગાયનની દરેક લીટીઓ ગાવામાં આઠ આઠ સેકંડ થવી જોઇએ.

આ રીતે ગાયનની દરેક લીટી ગાઈ જવામાં આપણે જેટલો સમય લઇએ છીએ તેને લય કહે છે.

દરેક ગાયન શરૂ કર્યાં પછી, પુરૂં થાય, ત્યાં સુધી આ લય પ્રમાણે જ ગાયન પુરૂં કરવું જોઈએ.

## ખોટી લય વિષે સમજ

ધારોકે એક ગાયન શરૂ કર્યું. એ ગાયનની પહેલી લીટીમાં ૮ સેકંડ જેટલો સમય લીધા પછી બીજી લીટી ગાવામાં ૭ સેકંડ લીધી, ત્રીજી લીટી ગાવામાં ૯ સેકંડ લીધી. આ રીતે ગાયન બોલીએ તો એ લય ખોટી ગણાય.

## લયના પ્રકાર

૧ વિલંબીત લય. (૨) મધ્ય લય (૩) દ્રુત લય.

વિલંબીત લય :—ગાયનની દરેક લીટી લંબાવીને બોલવામાં આવે તેને વિલંબીત લય કહે છે.

મધ્ય લય :— વિલંબીત લયથી ડબલ ઉતાવળી ગતિથી ગાયન ગાવામાં આવે તેને મધ્ય લય કહે છે.

દ્રુત લય :— મધ્ય લયથી ડબલ ઉતાવળી ગતિથી ગાયન ગાવામાં આવે તેતે દ્રુત લય કહે છે.

જેમકે :— ગાયનની એક લીટીમાં ૮ સેંકડ લઇને તેને વિલંબીત લય માનીએ તો મધ્ય લયમાં એ લીટીમાં ૪ સેકંડ થવી જોઇએ અને દ્રુત લયમાં ૨ સેકંડ થવી જોઇએ.

## માત્રાની સમજ

ઘડિયાળના કટ કટ એવા અવાજ જેમ એક સરખી રીતે થાય છે, અને કટ કટ અવાજમાં જે સમય લાગે છે તેને માત્રા કહે છે. આપણે એક, બે, ત્રણ એમ બોલીએ તો એ દરેક ઉચ્ચાર એક એક માત્રા કહેવાય.

## તાલની સમજ

લયના અમુક માત્રા પ્રમાણે નક્કી કરીને ભાગ પાડવામાં આવે છે એ નક્કી કરેલ ભાગને તાલ કહે છે.

## તાલનું મહત્વ

સંગીતમાં સ્વર અને તાલ એ બન્ને અતિમહત્વના અંગ છે. તાલ વિષય અતિ કઠીન અને વિશાળ છે. નક્કી કરેલા તાલ પ્રમાણે એ તાલના નિયમો સાચવીને ગાવાનું કામ ખૂબ જ મુશ્કેલ છે. ઘણા માણસો સરસ રીતે રાગો ગાઇ શકે છે પણ તાલના નિયમો પ્રમાણે તાલમાં રહી શકતા નથી. તાલમાં રાગો ગાવા માટે તબલા સાથે અથવા હાથથી તાલી આપીને ગાવાનો અભ્યાસ રાખવો જોઇએ જેથી લાંબા સમયે તાલમાં રહી શકાશે.

આ પુસ્તકમાં જે જે તાલોનો ઉપયોગ કર્યો છે તાલોની સમજ આગળ આપવામાં આવી છે.

## તાલ વિષે સામાન્ય હકીકત

સમ (તાલ)—દરેક ગાયનમાં કોઈ પણ એક માત્રા ઉપર ઝોક આવે છે. ત્યાંથી પહેલી માત્રા અને પહેલો તાલ ગણીને તબલા વાગવા માંડે છે. એ ઝોક જ્યાં આવે છે એ પહેલા તાલને સમ (તાલ) કહે છે.

સાદી તાલ—સમતાલ સિવાય જે જે તાલ આપવાના હોય તેને સાદી તાલ કહે છે.

ખાલી તાલ—આમાં તાલ આપવાનો હોતો નથી. ખાલી તાલના તબલાના બોલ પણ જુદા હોય છે.

## આ પુસ્તકમાં લીધેલા તાલોની માત્રાઓ

તાલ-દાદરા—આ તાલની કુલ ૭ માત્રા છે અને ત્રણ ત્રણ માત્રા જેવડા બે ભાગ છે.

ત્રિતાલ—આ તાલની કુલ સોળ માત્રા છે અને ચાર ચાર માત્રા જેવડા ચાર ભાગ છે.

ઝપતાલ—આ તાલની કુલ દસ માત્રા છે અને તેના બે માત્રા અને ત્રણ માત્રા લઈને ચાર ભાગ થાય છે.

એકતાલ—આ તાલની બાર માત્રા છે અને તેના બબે માત્રા જેવડા ૭ ભાગ છે.

ધ્રુવપદ—આ તાલની બાર માત્રા છે અને તેના બબે માત્રાના જેવડા ૭ ભાગ છે.

હીંચ તાલ—આ તાલની ૭ માત્રા છે અને ત્રણ ત્રણ માત્રા જેવડા બે ભાગ છે.

# તાલના બોલ

નોંધ—× આવી ચોકડી હોય તેને સમતાલ સમજવો.
૨ આવો બગડો હોય તેને બીજો તાલ સમજવો.
૦ આવું મીંડું હોય તેને ખાલી તાલ સમજવો.
૩ આવો તગડો હોય તેને ત્રીજો તાલ સમજવો.

## તાલ-દાદરા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માત્રાની ગણત્રી– | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| તબલાના બોલ– | ના | ધિ | ના | તા | ધિ | ના |
| તાલ | × | | | ૦ | | |

## તાલ-ત્રિતાલ

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રાની ગણત્રી– | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| તબલાના બોલ– | ના | ધિ | ધિ | ના | ના | ધિ | ધિ | ના | ના | તિ | તિ | ના | ના | ધિ | ધિ | ના |
| તાલ | × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |

## તાલ-ઝપતાલ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રાની ગણત્રી– | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| તબલાના બોલ– | ધી | ના | ધિન | ધિ | ના | તિ | ના | ધિન | ધિ | ના |
| તાલ | × | | ૨ | | | ૦ | | ૩ | | |

## તાલ એકતાલ

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માત્રાની ગણત્રી– | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| તબલાના બોલ– | ધી | ધી | ધાગે | ત્રક | તુ | ના | ક | ત્તા | ધી | ત્રક | ધી | ના |
| તાલ | × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |

## તાલ-ધ્રુવપદ

| માત્રાની ગણત્રી- | ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ | ૧૧ ૧૨ |
|---|---|---|---|---|---|---|
| તબલાના બોલ- | ધા ધા | ધીં તા | કીટ ધા | ધીં તા | તીટ કત | ગદી ગન |
| તાલ | × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |

## તાલ-હીંચ

| માત્રાની ગણત્રી- | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| તબલાના બોલ- | ધીન | ધાગે | ગીન | તીન | તક | કીન |
| તાલ | × | | | ૦ | | |

## સંગીતમાં વપરાતા કેટલાક શબ્દો વિષે સમજુતી

**પૂર્વાંગવાદી રાગ**-જે રાગમાં સા થી પ સુધીના સ્વરોનો ઉપયોગ વધારે થયા કરતો હોય તેને પૂર્વાંગવાદી રાગ કહેવામાં આવે છે.

**ઉત્તરાંગવાદી રાગ**-જે રાગમાં પ થી સાં, સુધીના સ્વરોનો ઉપયોગ વધારે થયા કરતો હોય, અથવા સાં, તરફ જે રાગ વધારે પ્રધાનપણે રહેતો હોય તેને ઉત્તરાંગ-વાદી રાગ કહે છે.

**નોંધ:**-બપોરના બારથી રાત્રિના બાર સુધી પૂર્વાંગવાદી રાગો ગાવામાં આવે છે અને રાત્રિના બારથી દિવસના બાર સુધી ઉત્તરાંગ-વાદી રાગો ગાવામાં આવે છે.

**વાદી સ્વર**-રાગમાં એક સ્વર એ રાગનું સ્વરૂપ વધારે પ્રગટ કરતો હોય તેને વાદીસ્વર કહે છે.

**સંવાદી**-વાદીથી ચોથો કે પાંચમો સંવાદી સ્વર હોય છે. સંવાદી સ્વર, રાગનું સ્વરૂપ પ્રગટ કરવામાં વાદીથી બીજા નંબરે કામ કરે છે.

**અનુવાદી**–વાદી સ્વરની એક આગળનો સ્વર, અને એક પાછળનો સ્વર, અને સંવાદી સ્વરની એક આગળનો સ્વર, અને એક પાછળનો સ્વર, એમ કુલ ચાર સ્વરો અનુવાદી સ્વરૂ કહેવાય છે. એ અનુવાદી સ્વરો વાદી, સંવાદીને રાગનું સ્વરૂપ પ્રગટ કરવામાં મદદ કરે છે.

**વિવાદીસ્વર**–રાગના શત્રુ રૂપે જે સ્વર કામ કરતો હોય, તેને વિવાદીસ્વર કહે છે.

**આગંતુકસ્વર**–જે સ્વર વિવાદી રૂપે હોવા છતાં, દુશ્મન ભાવે પણ રાગના રૂપમાં સુંદરતા આપે, તેને આગંતુક સ્વર કહે છે. પણ આવો આગંતુક સ્વર વાપરવો, તે તો સારા ગવૈયા જ વાપરી શકે.

**આરોહઅવરોહ સ્વરૂપ**–રાગમાં આવતા સ્વરો આમાં આપેલા હોય છે અને રાગનું રૂપ દેખાડનારા સ્વર સમૂહ હોય છે.



# નોટેશનમાં આપેલી નિશાનીઓની સમજ

• જે સ્વરની નીચે આવું ટપકું કરેલું હોય, તેને ખરજ સપ્તકનો સ્વર સમજવો.

— જે અક્ષરની નીચે આવી આડી લીટી કરી હોય, તેને કોમળ સ્વર સમજવો.

• અક્ષરની ઉપર આવું ટપકું કરેલું હોય, તેને તાર સપ્તકનો સ્વર સમજવો.

। જે સ્વરની ઉપર આવો ઉભો લીટો કરેલો હોય, તેને તીવ્ર મધ્યમ સ્વર સમજવો. ફક્ત તીવ્ર મધ્યમ ઉપર જ આવું નિશાન જોવામાં આવશે.

⌣ આવું નિશાન, બે અક્ષરોને એક જ માત્રામાં બોલવાના હોય તેની નીચે કરેલું છે.

— જે બે સ્વરોની વચ્ચે આવી લીંટી જોવામાં આવે, તેને એક માત્રા લંબાવવો. જો આવી બે લીંટીઓ હોય તો સ્વર બે માત્રા, લંબાવવો.

॥ આવી ઉભી બે લીંટીઓ કરેલી હોય ત્યાં ગાયનની કડી પુરી થઇ છે, એમ સમજવું.

મધ્ય સપ્તકના સ્વર નીચે કોઇ પણ નિશાની કરેલી નથી.

**સ્થાઈ**–દરેક ગાયનના મુખ્ય બે ભાગ હોય છે. તેમાં પહેલા ભાગમાં સા, થી સાં સુધીના સ્વરો આવે છે તેને સ્થાઇ કહે છે.

**અંતરા**–સાં, થી ઉપરના એટલે રેં, ગં, મં, પં, એ સ્વરો ગાયનના બીજા ભાગમાં આવે છે, તેને અંતરા કહે છે.

# ઉપયોગી સુચના

૧ દરેક રાગના આરોહ અવરોહ આપેલા છે, તે બરાબર તૈયાર કરી જવા. આથી રાગનો ખ્યાલ આવી જશે.

૨ આરોહ અવરોહ સ્વરૂપમાં જ્યાં જ્યાં અલ્પવિરામ આવે, ત્યાં ત્યાં, એ છેલ્લા સ્વર ઉપર વિશ્રાંતિ લેવી. અથવા એ સ્વરને વધારે વખત ચાલુ રાખવો.

૩ નોટેશનના તાલ પ્રમાણે ભાગ પાડેલા છે. જેથી એક એક ભાગ પ્રથમ હારમોનિયમ પર મેળવ્યા પછી જ, આખી લીટીને સળંગ વગાડવી.

૪ દરેક નોટેશનના મથાળે તાલ આપ્યા છે. જેથી એ તાલ પ્રમાણે હાથથી તાલ આપતા જવું.

૫ હારમોનિયમ ઉપર એક લીટી બરાબર તૈયાર કર્યા પછી, હારમોનિયમની મદદ સિવાય એ લીટી ખાલી ગાઇ જવી. આમ કરવાથી ગાયનનો રાગ તૈયાર થઇ જશે.

૬ આખું ગાયન હારમોનિયમની મદદ સિવાય, ખાલી ગાતાં આવડે, ત્યાં સુધી એ ગાયનનો મહાવરો કર્યા કરવો.

૭ હારમોનિયમનો અવાજ પોતાના અવાજથી વધારે મોટો ન નીકળે, એટલા માટે ધમણ ઓછી આપવી.

૮ ઉપરની ચાવીઓ ઉપર અંગુઠાનો ઉપયોગ જેમ બને તેમ ઓછો કરવો.

૯ આપણું ગાયન એટલું સ્પષ્ટ હોવું જોઇએ કે, કોઇ શ્રોતા લખવું ધારે, તો લખી શકે.

૧૦ ઉંચા અવાજથી ગાવું નહિ. તકલીફ ઓછી પડે, એટલા માટે 'સા' નીચા અવાજ વાળો રાખવો.

૧૧ શરીરને હલાવી નાખીને ડોલતાં ડોલતાં ગાવું નહિ.

# રાગ-ભૂપાલી

આ રાગ કલ્યાણ થાટમાંથી ઉત્પન્ન થયેલો છે. વાદી સ્વર "ગાંધાર" અને સંવાદી 'ધૈવત' સ્વર છે. ગાવાનો સમય રાત્રિનો પ્રથમ પ્રહર છે.

## આરોહ અવરોહ સ્વરૂપ

સા રે ગ પ ધ સાં | સાં ધ પ ગ રે સા
ગગરેસા, ધ઼, સારેગ, રેસારેગપ, ધપગ, રેસા

## રાગ-ભૂપાલી-તાલ-ત્રિતાલ

જય જગપતિ હે દીન દયાળુ
હૃદયે બિરાજો પરમ કૃપાળુ—જય

દોષ અમારા દીલ ના ધારો
શરણાંગતનાં દુઃખ વિદારો—જય

તમ સાગર હું બિન્દુ સાચે
પ્રણમું પ્રભુ મમ અંતર નાચે—જય

તમ દરસન વિણ સહુ જગ ખારો
નાવિક થઇ ભવસાગર તારો—જય

## —સ્થાઈ—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સાં સાં ધ પ | ગ રે સા રે | પ – ગ રે | ગ પ ધ – |
| જ ય જ ગ | પ તિ હે – | દી – ન દ | યા – ળુ – |
| ગ ગ પ ધ | સાં – સાં – | ધ ધ સાં સાં | ધ – પ – |
| હૃ દ યે બિ | રા – જો – | પ ર મ કૃ | પા – ળુ – |

## —અંતરા—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ગ – પ ધ | સાં – સાં – | સાં રેં ગં રેં | સાં ધ પ – |
| દો – ષ અ | મા – રા – | દી ન ના – | ધા – રો – |
| રેં રેં સાં ધ | સાં સાં ધ પ | ધ સાં ધ પ | ગ રે સા – |
| શ ર ણું – | ગ ત ના – | દુઃ – ખ વિ | દા – રો – |
| ગ ગ પ ધ | સાં સાં સાં – | ધ સાં રેં ગં | રેં સાં ધ પ |
| ત મ સા – | ગ ર હું – | બિ – ન્દુ – | સા – ચે – |
| રેં રેં સાં ધ | સાં – ધ પ | ધ સાં ધ પ | ગ રે સા – |
| પ્ર ણ મું પ્ર | ભુ – મ મ | અં – ત ર | ના – ચે – |
| ગ ગ પ ધ | સાં સાં સાં સાં | ધ સાં રેં ગં | રેં સાં ધ પ |
| ત મ દ ર | સ ન વી ણ | અ હુ જ ગ | ખા – રો – |
| રેં – સાં ધ | સાં સાં ધ પ | ધ સાં ધ પ | ગ રે સા – |
| ના – વિ ક | થ ઇ ભ વ | સા – ગ ર | તા – રો – |

## રાગ-ભૂપાલી-તાલ-ત્રિતાલ

મોરી બિનતી તુમ  સુનલે સજની
બાર બાર કહું માનત  નાહી—મોરી

ચડ ચડ ઉંચે પંથ નિહાળું
પીયા નાહિ આવત પ્રાન વિદારૂં—મોરી

ઉન બિન લાગત સબ જગ ખારા
કાહે  ઘર આવત પ્રીતમ  પ્યારા—મોરી

દુ:ખકે દીન અબ બીતત  નાહી
જાઉં  અકેલી પ્રીતમ  જ્યાંહી—મોરી

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ગ ગ રે સા | સા ધ઼ સા રે | પ – ગ રે | સા રે ગ – |
| ઓ રી બિ ન | તી – તુ મ | સૂ – ન લે | સ જ ની – |

—અંતરા—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ગ – પ ધ | સાં સાં સાં સાં | ધ સાં રેં ગં | રેં સાં ધ પ |
| બા – ર બા | – ર ક હું | મા – ન ત | ના – હી – |
| ગ ગ પ ધ | સાં – સાં – | ધ સાં રેં રેં | સાં ધ પ – |
| ચ ડ ચ ડ | ઉં – ચે – | પં – થ નિ | હા – ળું – |
| ગં ગં રેં સાં | રેં – સાં ધ | સાં – ધ પ | ગ રે સા – |
| પી યા ના હિ | આ – વ ત | પ્રા – ન વિ | દા – રૂં – |
| ગ ગ પ ધ | સાં – સાં સાં | ધ સાં રેં ગં | રેં સાં ધ પ |
| ઉ ન બિ ન | લા – ગ ત | સ બ જ ગ | પ્યા – રા – |
| ગં ગં રેં સાં | રેં – સાં ધ | સાં – ધ પ | ગ રે સા – |
| કા હે ધ ર | આ – વ ત | પ્રી – ત મ | પ્યા – રા – |
| ગ ગ પ ધ | સાં સાં સાં સાં | ધ સાં રેં ગં | રેં સાં ધ પ |
| દુઃ ખ કે – | દી ન અ બ | બી – ત ત | ના – હી – |
| ગં – રેં સાં | રેં – સાં ધ | સાં – ધ પ | ગ રે સા – |
| જા – ઉં અ | કે – લી – | પ્રી – ત મ | જ્યાં – હી – |

# રાગ-હમીર

આ રાગ કલ્યાણ થાટમાંથી ઉત્પન્ન થાય છે. હમીર રાગમાં બન્ને મધ્યમનો ઉપયોગ કરવામાં આવે છે. વાદી સ્વર 'ધૈવત' અને સંવાદીસ્વર 'ગાંધાર' છે. ગાવાનો સમય રાત્રિનો પ્રથમ પ્રહર છે.

—આરોહ અવરોહ સ્વરૂપ—

સારેસા, ગમધ, સાંનીધપ, મંપગમ, ગમરેસા, સાંરેંસાંનીધ, મંપગમધ, પ, ગમરેસા.

### રાગ-હમીર-તાલ-ત્રિતાલ

નમીએ નમીએ ભારત માત
પુનિત પાવની જગ ઉદ્ધારીની
સહુ સૃષ્ટિમાં જગ વિખ્યાત—નમીએ

સત્ય અહિંસા એ સંસ્કૃતિ તારી
ત્યાગ વૈરાગ્ય બહુ ઉપકારી—નમીએ

અમ અંતર કર નિરમળ દયામય
અરજ સુણી તુજ બાળકની—નમીએ

## —સ્થાઇ—

| ० | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સાં સાં ની ધ | મ॑ પ ગ મ | ધ – ની ની | સાં ની ધ પ |
| ન મી એ – | ન મી એ – | ભા – ર ત | મા – – ત |
| પ પ મ॑ પ | ધ ધ પ – | ગ મ રે સા | ની̣ રે સા – |
| પુ નિ ત પા | – વ ની – | જ ગ ઉ દ્ધા | – રી ની – |
| સા સા ગ મ | પ મ॑ ધ પ | ની ધ સાં રેં | સાં ની ધ પ ‖ |
| સ હુ સૃ – | ષ્ટિ – માં – | જ ગ વિ – | ખ્યા – – ત ‖ |

## —અંતરા—

| ० | ૩ | × | ૨ |
|---|---|---|---|
| પ – પ પ | સાં – સાં સાં | ધ ની સાં સાં | ની રેં સાં – |
| સ – ત્ય અ | હિં – સા એ | સં – સ્કૃ તિ | તા – રી – |
| ધ – ધ ધ | સાં – સાં સાં | ની રેં ની સાં | ધ – પ – ‖ |
| ત્યા – ગ વૈ | રા – ગ્ય બ | હુ – ઉ પ | કા – રી – ‖ |
| પ પ મ॑ પ | ધ ધ પ પ | ગ ગ મ રે | સા રે ની̣ સા |
| અ મ અં – | ત ર ક ર | નિ ર મ ળ | દ યા મ ય |
| સા સા મ ગ | પ મ॑ ધ પ | ની ધ સાં રેં | સાં ની ધ પ ‖ |
| અ ર જ સુ | ણી – તુ જ | બા – ળ ક | ની – – – ‖ |

## રાગ–હમીર–તાલ–ત્રિતાલ

શ્રી ગીરીધર તુજ નામ જપું
કારણ દરસન નાથ હું તલપું—શ્રી

કાર્ય મને ના જગના રૂચે
સૌ સમૃદ્ધિ તુજ વિણ ખૂંચે—શ્રી

સુંદર મૂર્તિ મનોહર તારી
ભવ ભય હારી આનંદકારી—શ્રી

તુજ જ્યોતિનું એક કિરણ દે
હું અપરાધી અપનાવી લે—શ્રી

## -સ્થાઇ-

| | | | |
|---|---|---|---|
| • | ૩ | × | ૨ |
| સાં ની ધ પ | મ પ ગ મ | ધ – ધ ની | સાં ની ધ પ |
| શ્રી – ગી રી | ધ ર તુ જ | ના – મ જ | પુ – – – |
| પ – મ પ | ધ ધ મ પ | ગ – મ રે | સા રે સા – ‖ |
| કા – ર ણુ | દ ર સ ન | ના – થ હું | ત લ પું – ‖ |

## -અંતરા-

| | | | |
|---|---|---|---|
| • | ૩ | × | ૨ |
| પ – પ પ | સાં – સાં – | ધ ની સાં – | ની રેં સાં – |
| કા – ર્ય મ | ને – ના – | જ ગ નાં – | રૂ – ચે – |
| સાં ની ધ – | સાં – સાં – | ની રેં ની સાં | ધ – પ – ‖ |
| સૌ – સ – | મૃ – દ્ધિ – | તુ જ વિ ણુ | ખૂં – ચે – ‖ |
| પ – પ પ | સાં – સાં સાં | ધ ની સાં સાં | ની રેં સાં – |
| સું – દ ર | મૂ – ર્તિ મ | નો – હ ર | તા – રી – |
| સાં ની ધ ધ | સાં – સાં – | ની રેં ની સાં | ધ – પ – ‖ |
| ભ વ ભ ય | હા – રી – | આ – નં દ | કા – રી – ‖ |
| પ પ પ – | સાં – સાં – | સાં – સાં સાં | સાં રેં સાં – |
| તુ જ જ્યો – | તિ – નું – | એ – ક કિ | ર ણુ દે – |
| સાં – ધ ધ | સાં – સાં – | સાં રેં ની સાં | ધ – પ – ‖ |
| હું – અ પ | રા – ખી – | અ પ ના – | વી – લે – ‖ |

## રાગ–કલ્યાણ

આ રાગ કલ્યાણ થાટમાંથી ઉત્પન્ન થયેલો છે. વાદી સ્વ 'ગાંધાર' અને સંવાદી સ્વર 'ધૈવત' છે કેટલાક રીષભને વાદી અ પંચમને સંવાદી માને છે. બીજી રીત મુજબ રીષભને વાદી અ પંચમને સંવાદી રાખવાથી કલ્યાણનું સ્વરૂપ વધારે કર્ણ પ્રિ લાગે છે.

### આરોહ અવરોહ સ્વરૂપ

સા રે ગ પ ધ સાં | સાં ની ધ પ મં ગ રે સા

સા, ગરેસા, ગપધમ, સાં.

સાં, નીધપ, મંપગરે, પરેસા,

#### રાગ–કલ્યાણ–તાલ દાદરા

પાય પડું હું ભારત માત
જગમાં તું છે ઉત્તમ ધામ—પાય

જે મહાપુરુષો પ્રગટયા તુંમાં
તેનો જોટો ન મળે ભૂમાં—પાય

સીતા દમયંતી તારી પુત્રીઓ
ધન્ય ધન્ય માતા તારાં સંતાનો—પાય

રામ, કૃષ્ણ જેવાં રત્નો તારાં
ધર્મ તણા આદર્શો અમારા—પાય

## —સ્થાઇ—

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | | ० | | | × | | | ० | | | |
| ગ | ગ | રે | રે | સા | રે | સા | પ | રે | સા | — | સા | |
| પા | ય | પ | ડું | હું | — | ભા | ર | ત | મા | — | ત | |
| ગ | ગ | ગ | ગ | રે | — | ગ | પ | ધ | ની | ધ | પ | ‖ |
| જ | ગ | માં | તું | છે | — | ઉ | ત્ત | મ | ધા | — | મ | ‖ |

## —અંતરા—

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| × | | | ० | | | × | | | ० | | | |
| ગ | ગ | ગ | પ | ધ | પ | સાં | સાં | — | રેં | સાં | — | |
| જે | મ | હા | પુરુ | ષો | — | પ્રગ | ટ્યા | — | તું | માં | — | |
| ની | ની | — | પ | ધ | પ | ની | સાં | — | ની | ધ | પ | ‖ |
| તે | નો | — | જો | ટો | — | નમ | જે | — | ભૂ | — | માં | ‖ |
| ગ | ગ | ગ | પ | ધ | પ | સાં | સાં | સાં | ની | સાં | — | |
| સી | તા | દમ | યં | તી | — | તા | રી | પુ | ત્રી | ઓ | — | |
| ની | ની | ધ | પ | ધ | પ | ની | સાં | ધ | ની | પ | — | ‖ |
| ધ | ન્ય | ધ | ન્ય | મા | તા | તા | રાં | સં | તા | નો | — | ‖ |
| ગ | ગ | ગ | પ | ધ | પ | સાં | સાં | — | ની | રેં | સાં | |
| રા | મ | કૃ | ષ્ણ | જે | વાં | ર | ત્નો | — | તા | — | રાં | |
| ની | ની | ધ | ધ | પ | ધ | ની | સાં | ધ | ની | પ | — | ‖ |
| ધ | ર્મ | ત | ણા | આ | — | દ | ર્શો | આ | મા | રા | — | ‖ |

## રાગ-ભીમપલાસ

આ રાગ કાફી થાટમાંથી ઉત્પન્ન થયેલો છે. વાદી સ્વર 'મધ્યમ' તથા સંવાદી 'ષડજ' છે. ગાવાનો સમય દિવસનો ત્રીજો પ્રહર અનુકુળ મનાય છે.

### આરોહ અવરોહ સ્વરૂપ

ની સા ગ મ પ, ની ધ પ, પ ની પ ની સાં, રેં સાં,
ગં રેં સાં, સાં ની ધ પ મ ગ રે સા

### રાગ-ભીમપલાસ-તાલ-ત્રિતાલ

નંદકુમાર ખેલત બન હોરી
ભીંજત ચુનરી નવરંગ મોરી—નંદ

સબ સખીયન સંગ રાધાગોરી
ડારત અખીયન ગુલાલ ઝોરી—નંદ

હાથ મરોરી ગાગર ફોરી
કેસર જલકી શ્યામને ફોરી—નંદ

દેખન આયે સબ વ્રજનારી
હરખત નીરખત કિશમુરારી—નંદ

## સ્થાઈ

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| ધ પ ગ મ | પ — પ પ | ગ સા ગ મ | ગ રે સા— |
| નં— દ કુ | મા—ર એ | લ ત બ ન | હો— રી |
| ની—સા ગ | રે રે સા— | પ ની સાં ની | ધ — પ— |
| ભીં—જ ત | ચુ ન રી— | ન વ રં ગં | મો—રી— ‖ |

## —અંતરા—

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| મ પ ગ મ | પ ની સાં સાં | પ ની સાં રેં | સાં ની ધ પ |
| સ બ સ ખી | ય ન સં ગ | રા – ધા – | ગો – રી – |
| ગ મ પ ની | સાં ગં રેં સાં | ની ધ પ પ | ગ મ પ – |
| ડા — ર ત | અ ખી ય ન | ગુ લા – લ | ઝો – રી – ‖ |
| મ પ ગ મ | પ ની સાં – | પ ની સાં રેં | સાં ની ધ પ |
| હા — થ મ | રો – રી – | ગા – ગ ર | કો – રી – |
| પ ની સાં ગં | રે રેં સાં – | પ ની સાં રેં | ની ધ પ – |
| કે – સ ર | જ લ કી – | શ્યા – મ ને | ફો – રી – ‖ |
| મ પ ગ મ | પ ની સાં – | પ ની સાં રેં | સાં ની ધ પ |
| દે – ખ ન | આ – યે – | સ બ વ્ર જ | ના – રી – |
| ગ મ પ ની | સાં ગં રેં સાં | ની ધ પ પ | ગ મ પ – |
| હ ર ખ ત | ની ર ખ ત | કિ – અ મુ | રા – રી – ‖ |

ૐ કાર મહા મંત્ર અમોલક
જાપ કરો ભવજલ તરવા—ૐ

નિશદિન નામ રટો કેશવનું
ભવાટવીનાં દુઃખ હરવા—ૐ

અનેક યુગોથી હું હું કરીને
બંધન બાંધ્યાં બહુ કડવા—ૐ

હું હું ના પોકાર તજી
અભિમાન રહેવા દો કરવા—ૐ

આ ભવસાગર જળ છે ઉંડા
પામે નિર્મોહી તરવા—ૐ

હરિના જપનું નાવ બનાવી
જાશું પ્રભુજીને મળવા—ૐ

## —સ્થાઈ—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ની - - સા | - સા ગ મ | પ - ની ધ | પ - પ પ |
| ઓ - મ્ કા | - ર મ હા | મં - ત્ર અ | મો - લ ક |
| ગ - સા સા | ગ મ પ પ | ગ મ ગ રે | સા - - - ‖ |
| જા - પ ક | રો - ભ વ | જ લ ત ર | વા - - - ‖ |
| પ પ પ પ | મ પ ગ મ | પ - ની - | ધ ધ પ - |
| નિ શ દિ ન | ના - મ ર | ટો - કે - | શ વ નું - |
| ગ રે સા સા | ગ મ પ - | ગ મ ગ રે | સા - - - ‖ |
| ભ વા - ટ | વી - ના - | દુ ખ હ ર | વા - - - ‖ |

## —અંતરા—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| પ ની ધ પ | મ પ ગ મ | પ - ની - | સાં સાં સાં- |
| અ ને ક યુ | ગો - થી - | હું - હું - | ક રી ને- |
| ની - ની ની | સાં - સાં - | સાં રેં ની ધ | પ - - - ‖ |
| બં - ધ ન | બાં - ધ્યાં - | બ હુ ક ડ | વા - - - ‖ |
| ની - સાં ગં | રેં - સાં - | પ ની સાં ની | ધ - પ પ |
| હું - હું - | ના - પો - | કા - ર ત | જી - અ ભિ |
| ગ - સા સા | ગ મ પ - | ગ મ ગ રે | સા - - - ‖ |
| મા - ન ર | હે - વા - | ઘો - ક ર | વા - - - ‖ |

બાકીની લીટીઓ અંતરા પ્રમાણે વગાડવી

## રાગ-તીલંગ

આ રાગ ખમાજ થાટમાંથી ઉત્પન્ન થાય છે. વાદી સ્વર **'ગાંધાર'** અને સંવાદી સ્વર **કોમળ 'નીષાદ'** છે. ગાવાનો સમય રાત્રિનો બીજો પ્રહર છે. આ રાગમાં તાર સપ્તકમાં તીવ્ર રીષભનો ઉપયોગ કરી શકાય છે.

## આરોહ અવરોહ સ્વરૂપ

સા ગ મ પ ની સાં | સાં ની પ મ ગ સા.

સાગ, ગમપમગ, ગમપ, નીપમગ, ગમપનીસાં સાંનીપમગ, સા.

### રાગ-તીલંગ-તાલ-દાદરા

સેવા કંઇ કર માનવની
પૂજા સાચી એ જગજીવનની—સેવા

સાચા ધર્મને સમજીને
બનતું કરને મન દઇને
આયુષ્ય વીતે ક્ષણે ક્ષણે—સેવા

જો હોય પસા તારી પાસે
વાપરને કંઇ પરમાર્થે
નહિ તો રહેશે નહિ ધન પાસે
ચડતી પડતીના નિયમાનુસારે—સેવા

## —સ્થાઈ—

| | | | | |
|---|---|---|---|---|
| × | ૦ | × | ૦ | |
| સા સા – | મ ગ મ | પ ની પ | મ ગ – | |
| સે વા – | કં ઈ ક ર | મા ન વ | ની – – | |
| સા ગ મ | પ ની સાં | રેં સાં ની | પ મ ગ | ‖ |
| પૂ જા સા | ચી એ જગ | જી વ ન | ની – – | ‖ |

## —અંતરા—

| | | | | |
|---|---|---|---|---|
| × | ૦ | × | ૦ | |
| સા ગ મ | પ ની ની | સાં રેં ની | સાં – – | |
| સા ચા – | ધ ર્મ ને | સમ જી – | ને – – | |
| પ ની – | સાં સાં – | નીસાં રેં સાં | ની પ – | |
| બન તું – | કર ને – | મન ઠ ઈ | ને – – | |
| રેં રેં રેં | ની સાં – | સાં રેં સાં | ની પ – | ‖ |
| આ યુ ષ્ય | વી તે – | ક્ષ ણે ક્ષ | ણે – – | ‖ |
| સા ગ મ | પ ની પ | સાં રેં – | ની સાં – | |
| જો હો ય | પૈ સા – | તા રી – | પા સે – | |
| ની ની ની | સાં સાં સાં | નીસાં રેં સાં | ની પ – | |
| વા પ ર | ને કં ઈ | પર મા – | થેં – – | |
| રેં રેં – | ની સાં – | નીસાં રેં સાં | ની પ – | |
| નહિ તો – | રહે શે – | નહિ ધ ન | પા સે – | |
| સા ગ મ | પ ની પ | નીસાં રેં સાં | ની પ – | ‖ |
| ચડ તી પડ | તી ના – | નિય મા નુ | સા રે – | ‖ |

## રાગ—આશાવરી

આ રાગ આશાવરી થાટમાંથી ઉત્પન્ન થાય છે. વાદી સ્વર **કોમળ ' ધૈવત '** અને સંવાદી સ્વર **કોમળ ' ગાંધાર '** છે. ગાવાનો સમય સવારનો બીજો પ્રહર છે.

### આરોહ અવરોહ સ્વરૂપ

સા રે મ પ ધ સાં | સાં ની ધ પ મ ગ રે સા

સા, સારેમપ, ધ, પમ, પ ધ સાં
રેંસાંનીધ, મપધપ, મગ, રેસા

### રાગ—આશાવરી—તાલ-ત્રિતાલ

આધિ વ્યાધિ શાને કરો છો—આધિ

આ દુનિયા સૌ આતશબાજી
કરી ચમકારા પલમાં ફાની
માટે મોહ તજી દ્યો એનો
એ નિશ્ચય અંતે ધૂળધાણી—આધિ

તડકો છાંયો આવ્યે જાયે
અનુભવ એવો કોને ન થાયે
સુખ દુઃખમાં મન ધીરજ ધરીને
પ્રેમે સુમરો નીત પ્રભુજીને—આધિ

## —સ્થાઈ—

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| મ ગ રે સા | રે – મ – | પ ધ સાં સાં | ધ – પ – |
| આ – ધી – | વ્યા – ધી – | શા – ને કુ | રે – છો – |

## —અંતરા—

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| મ – પ પ | ધ – ની ની | સાં – સાં સાં | રેં ની સાં – |
| આ – કુ નિ | યાં – સ હુ | આ – ત શ | બા – જી – |
| ની ની ની ની | સાં – સાં – | ની ની રેં સાં | ધ – પ – |
| ક રી ચ મ | કા – રા – | પ લ માં – | ફા – ની – |
| ગં – ગં – | રેં – સાં સાં | ની – રેં સાં | ધ – પ – |
| મા – ટે – | મો – હ ત | જી – દો – | એ – નો – |
| ધ – મ – | પ ધ ની સાં | ની – રેં સાં | ધ – પ – |
| એ – નિ – | શ્ચ ય અં – | તે – ધૂ ળ | ધા – ણી – |
| મ મ પ – | ધ – ની – | સાં – સાં – | રેં ની સાં – |
| ત ડ કો – | છાં – યો – | આ – વ્યે – | જા – યે – |
| ની ની ની ની | સાં – સાં – | ની – રેં સાં | ધ – પ – |
| અ નુ ભ વ | એ – વો – | કો – ને ન | થા – યે – |
| ગં ગં ગં ગં | રેં – સાં – | ની – રેં સાં | ધ ધ પ – |
| સુ ખ દુઃ ખ | માં – મ ન | ધી – ર જ | ધ રી ને – |
| પ ધ મ – | પ ધ ની સાં | ની ની રેં સાં | ધ – પ – |
| પ્રે – મે – | સુ મ રો – | ની ત પ્ર ભુ | જી – ને – |

## રાગ-આશાવરી-તાલ-ત્રિતાલ

પરધનમાં લલચાય શાને—પર
ખોટા સાચા કર શા સારૂ
વ્યર્થ બનાવે જીવન અકારૂં
ભાગ્યવીણ નહિ મળશે કોડી
આશામાં અથડાય............શાને

રાંધેલું ન જમાય ભાગ્ય વીણ
ખાધેલું નહિ પચે ભાગ્ય વીણ,
તો બીજાએ દીધેલું ધન
શે' રહે કરો વિચાર......શાને

પરની લાલચ સઘળી ત્યાગી
અનંતના પર શ્રદ્ધા લાવી
પાલનહાર બધાં દુઃખ હરશે
શરણ ગ્રહો જદુરાય.........શાને

